# શનીશ્ચરની કથા.

તથા

## નવગ્રહ સ્તોત્ર.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

બાવા રામદાસજી ગુરૂ શ્રીગોકુલદાસજી.

( રણછોડ પુસ્તકાલય ) ડાકોર.

૯૩મ આવૃત્તિ પહેલી. પ્રત ૪૦૦૦.

શ્રી સત્યનારાયણ પ્રિન્ટિંગ પ્રેસ–અમદાવાદ.

સંવત ૧૯૬૫ સને ૧૯૦૯.

કીમત અરધો આનો.

# શનિશ્ચર દેવતાની કથા પ્રારંભ



**શ્રી ગણેશાય નમઃ। શ્રી શારદાય નમઃ। અ**
**શનિશ્ચર દેવતાની કથા લિખ્યતે.**

**ચોપાઇ**—ઉજેણી નગરી નિરધાર, વીક્રમાજીત વસે
શનિશ્ચર પીડા પામ્યો બહુ, સાંભળજો (તે) વિસ્તાર
એક સમે ઇંદ્રરાજા જેહ, સભા ભરીને બેઠા તેહ;
નવગ્રહ દેવતા ત્યાં આવિયા, ઇંદ્રદેવ ત્યાં સાથે લા
મન ચિંતવન માંડયું સાર, કેમ આવ્યા તમો કહો
ત્યારે નવગ્રહ (દેવતા) બોલ્યા વાણ, સાંભળો ઇંદ્રજી ચ
મન વિચારીને ઘાટજ ઘડો, નવે ગ્રહોમાં કોણ તે
તેત્રિસ કોડ દેવના તમો રાય, તમો વિના કોણ કર
ત્યારે ઇંદ્ર એમ બોલ્યા વાણ, સાંભળો ગ્રહ તમે ચતુ
મૃત્યુ લોકમાં જાઓ સહુ કોય, તિહાં તમારો ન્યાય
ઉજેણીમાં છે વિક્રમરાય, તેજ કરશે તમારો ન્યાય;
ધર્મ સત્ય પાળે છે રાય, ધૈર્યવંત શીળવંત કહેવાય
પરદુઃખભંજન રાજા એહ, ન્યાય તમારો કરશે તેહ
નવગ્રહ દેવ ત્યાંથી ચાલિયા, નગર ઉજેણીએ આવી
સભા ભરી બેઠા છે રાય ...

દેવ વીમાન આવે છે એહ, તે શું કારણ દીશે તેહ;
નવગ્રહ બોલ્યા તેણીવાર, વીક્રમ ન્યાય કરો આ સાર.
ત્યારે રાજા બોલ્યા વાણ, તમો દેવ હું મનુષ્ય પ્રમાણ;
ન્યાય તમારો અમથી ન થાય, એવું બોલ્યા વીક્રમરાય.
ત્યારે નવગ્રહ બોલ્યા વાણ, પરદુખભંજન રાજા જાણ;
અમને ઇંદ્રે કહ્યું છે એમ, વિક્રમ ન્યાયજ કરશે તેમ.
વીચાર કરે છે એવો રાય, આઠમે દીવસે કરશું ન્યાય;
એવી રાજા બોલ્યા વાણ, નવગ્રહ દેવ ગયા નિજ ઠામ.
રાજાએ વજીર તેડાવીયો, કરી પ્રણામને ઉભો રહ્યો;
રાજા પ્રધાન બેઠા મળી, નવગ્રહ દેવની વાતજ કરી.
કહો ન્યાય કેણીપેરે થાય, સમજીને કંઇ કરો ઉપાય;
નવ આસન સોનાનાં ઘડ્યાં, માણેક હીરા મોતી જડ્યાં.
ઉતરતાં માંડ્યાં તેણી વાર, એવો ઠરાવજ કીધો સાર;
આઠ દીવસ ત્યાં પુરા થયા, આદીત સોમ મંગળ આવીયા.
બુધને વળી બ્રહસ્પતી જેહ, શુક્ર રાહુ કેતુ આવ્યા તેહ;
શનીશ્ચર છેલ્લો આવ્યો સદા, સીંહાસનપર બેઠો તદા.

**દોહરો**—ત્યારે શનીશ્ચર બોલીયો, સાંભળ વીક્રમરાય;
આઠ દીવસ પુરા થયા, હવે કરો અમ ન્યાય.
ત્યારે રાજા બોલીયો, સાંભળ શનીશ્ચરરાય;
ન્યાય તમે હાથે કર્યો, જેમ આવ્યા તેમ જાય.
અમ શીર દોષ કાંઇ નહી, રૂડો કીધો ન્યાય;
છેલ્લા આવ્યા તમે સહી, (હું) સહુને લાગુ પાય.

ત્યારે શનીશ્ચર બોલીયો, તેં શું કીધો ન્યાય;
ન્યાય ફરી રાજા કરો, જેમ પરમારથ થાય.
સહુ થકી છેલ્લો આવીયો, તેથી ન એ તુજ ધર્મ;
ન્યાયજ કર તું અસ તણો, એ હોય સાચો મર્મ.

ચોપાઈ.

તવ તે બોલ્યા વીક્રમરાય, થયો ન્યાય તે ફરી નવ થાય;
તમો તમારે જાઓ દાર, રાંધ્યું અન્ન રંધાય ન સાર.
તવ શનીશ્ચર બોલ્યો ઈશુ, અવગણનાં ફળ દેખાડીશું;
નવગ્રહ દેવ ગયા નીજ ઠામ, શનીશ્ચર કરે વીદાય.
બારમી રાશે આવ્યા જદા, દુખ રાયને દીધું તદા;
વીમાન થકી હેઠે ઉતર્યો, તે દીવસથી રાજાને થયો.
**દોહરો**–સોદાગરનું રૂપ ધરી, હાથે તુરંગ સાર;
સોના કેરી સાંકળે, આવ્યો રાજદ્વાર.
સભા સહુ મન હરખીયાં, અશ્વને આંણ્યો પાસ;
સોદાગરને પુછીયું, (એનું)મુલ કહો તમે ખાસ.
ત્યારે સોદાગર બોલીયો, સાંભળ રાય સુજાણ;
ગાય ભેંશ દોડી લીજીએ, નાણુ પરખી જાણ.
ઘોડો સ્વારી કરી લીજીએ, એ તુરંગ પરમાણ;
ઘોડો જુઓ તમે ફેરવી, (પછી) મુલ કરૂં હું જાણ.
રાયે સેવકને કહ્યું, થાઓ તમે અસ્વાર;
ચોકડું ઘાલી ફેરવો, જુઓ તુરંગનો સાર.
તવ સોદાગર બોલીયો, થાઓ તમે અસ્વાર;

ભલી રીતે જુઓ પારખુ, રાય થયા અસ્વાર.
એક ફાળ બીજી સહી, ત્રીજી મેહેલી જાણ;
અડતાળીસ જોજન લઇ ગયો, રાત પોહોર પરમાણ.
અંધીવન નામ જેનું, મહા ભયંકર સોય;
વાઘ સીંહ ચીત્રા બહુ, પંખી શબ્દ બહુ હોય.

**ચોપાઇ**—ત્યારે રાજા વીચારે વાત, આતો કંઇ થયો ઉંત્પાત;
ઘોડો સોદાગર બંને નહી, આતો સ્વપના સરખુ સહી.
રાજા મન વીમાસણ થાય, પ્રભુ તણી લીલા કહેવાય;
મારે વેર કોઈ સાથે નહી, કોણે મુજને આણ્યો અહીં.
એવી મન ચીંતાવણી અડે, વડ ઉપર તો રાજા ચડે;
ચારે દીશા નીહાળે આપ, ધુમર દીઠો પુર્વ પ્રતાપ.
તેણી દીશા રાજા પરવર્યો, વડ થકી હેઠો ઉતર્યો;
મારગ ચાલ્યો પાધરો ઠામ, ત્રંબાવતી પુરી આવ્યું ગામ.
જ્યાં છે ઉડણશાહાનું ધામ, રાજા જઇ ત્યાં રહ્યો વીશરામ.
આવી ત્યાં બેઠા રાજન, મન પોતે હરખ્યો મહાજન;
રાય ચરણ પ્રતાપે બહુ, શેઠનો માલ વેચાણો સહુ.
તેથી લાભ ઘણેરો હોય, શેઠતો મનમાં હરખ્યો સોય;
કરમવત નર દીસે સાર, માલ ખપ્યો ને લાભ અપાર.
શેઠની પુત્રી આવી હાટ, જમવા ચાલો જુવે છે વાટ;
શેઠ વળતો બોલ્યો વાણ, જમવા ચાલો ચતુર સુજાણ.
તવ રાએ તેને ના કહી, પછી મન વીચાર્યું સહી;
ભોજન લક્ષ્મી પરહરીયે કેમ, એ વાતે નહીં મારો નેમ.

એવું ચીત્ત વીચારી રાય, રાજા શેઠને ઘેરજ જાય;
શેઠાણી અતી રૂપ નીધાન, અતી સુંદર દીધાં સન્માન.
શાક દાળ ઘૃત શુભ અન, આરોગી ઉઠયા રાજન;
પાન સોપારી આપ્યાં તીહાં, દંપતી તે રળીયાતજ થયાં.
એકાંતે મેડી ત્યાં સાર, ચીત્રામણનો છે નહી પાર;
ત્યાં રાજા પોહોડયો નીરધાર, દુકાને શેઠ ગયો ત્યાં સાર.
થયો રાજા સુખીયો ત્યાંય, ત્યાં બીજું કઉતક એક થાય;
ખીંટીએ પોતે ભરાવ્યો ક્ષાત, રાજા કાંઈ નવ જાણે વાત.
કુંવરીના ઓરડાની માંહ, રાજા પોહોડયો હતોજ ત્યાંય;
હીંડાળે ત્યાં હીંચે રાય, પાનસોપારી લવીંગ ખાય.
સુખ ભોગવતાં દીઠા જાહરે, શની વીમાન આવ્યું તાહરે;
થાભાણો શનીશચર તે ઠાર, રાજાએ દીઠો તેણી વાર.
શની કહે મેં દુખ દીધું સાર, શનીએ પોતે કર્યા વીચાર;
ચીત્રામણનો હંસ છે જેહ, તેમાં શનીસ્ચર પેઠો તેહ.
ઠમક ઠમક કરતો ચાલીયો, હંસે આવી હારજલીયો;
ગળ્યો હાર મોતીનો વડો, દેખી રાજા અચરજ પડયો.
આ વાત કોને કહેશું જઈ, તેતો કોઈજ માને નહીં;
એ ચોરી શીર મારે ઠરે, બેઠો રાય વીચારજ કરે.
ત્યારે કુંવરીએ મોકલી કીંકરી, હાર લેવા વેગે પરવરી;
ત્યારે હાર ત્યાં દીઠો નહીં, રાજા હાર ગયો તે કહીં.
રાજા કહે નવ જાણું અમો, હારની વાત જે કહો છો તમો;
દાસી પાછી આવી તીહાં, શેઠ કુંવરી બેઠી છે જીહાં.

બાઈ હારતો દીઠો નહીં, પાછાં બેજણુ આવ્યાં તહીં;
હાર અમારો આપો તમો, વારે વારે કહુંછું અમો.
તાતને સંભળાવીયું જઇ, હાર અમારો રહેશે કઇ;
રાજા કહે નવ જાણું અમો, મન માને તે કરજો તમો.
દાસી ત્યાંથી તેડવા ગઇ, વળતા શેઠ ત્યાં આવ્યા સઈ;
શેઠ કહે આવીને સાર, કુંવરી હાર આપો નિરધાર.
રાજા કહે નવ જાણું અમો, હારની વાત જે કહો છો તમો;
શેઠ કહે આપો નિરધાર, નહીં તો દુઃખ પામશો આણીઠાર.
નગરરાય જો જાણે સહી, માર્યા વીના તે મુકે નહીં;
એમ કહીને બાંધ્યો સાર, રાજાને સોંપ્યો તેણીવાર.
નગરરાય તો બોલ્યો સહી, હાથ ચરણુ તો કાપો અહીં;
હાથ પગ ત્યાં કાપ્યા નીરધાર, રાજા દુઃખ પામ્યોજ અપાર.
ગાંગા ઘર પછવાડે જઇ, ચોરને ત્યાં નાંખ્યો સહી;
ગાંગો તેલી કરે વીચાર, ભુખ્યો, ચોર એ છે નીરધાર.
જળ અન કોઇ આપે નહીં, સ્ત્રીની આગળ વાતજ કહી;
એને આપણે રાખીએ અહીં, ઘાણી ફેરવશે એ સહી.
નારી બોલાવા તત્પર થઈ, રાજાનો ચોર રાખીએ નહી;
રાજા જાણે તો ઘર લુટી લે, પછી આપણી કોણ તપાસજલે.
માટે જાઓ તમે રાયની પાસ, રાજા દીયે તો લાવો અવાસ;
ગાંગો તેલી ત્યાંથી સંચરયો, રાજાને જઇ પ્રણામજ કરયો.
ગાંગો કહે રાજા હો તમો, તોઓ ચોરને ઘેર રાખુ અમો;
અન વસ્ત્ર આપીશું સાદ, ઘાણી ફેરવશે નીરધાર.

રાય વીચારી બોલ્યો વાણ, દંડ દેવો તે દીધો જાણ;
એવી રાજાએ દીધી આશ, ગાંગો આવ્યો ચોરની પાસ.
અન વસ્ત્ર આપીશું અમો, જો ઘાણી ફેરવશો તમો;
ત્યારે રાજા ત્યાંહાં ભણે, ગાંગો લાવ્યો ઘેર આપણે.
હાથે પરોણો બાંધ્યો સાર, ત્યાં ઘાણી ફેરવે રાજકુમાર;
દીવસે કામજ કરતો જાય, નીશાએ ગીત મધુરાં ગાય.
રંગ રાગ રાજા બહુ કરે, ગોખેથી (રાજ) કુંવરી શ્રવણે ધરે;
તેણે દાસી મોકલી તીહાં, ગાંગા તેલીનુ ઘર છે જીહાં.
કવણ રાગ આલાપે આંઇ, તેલીને પુછ્યું તે જઈ;
ત્યારે ગાંગો બોલે સહી, રાગ તો ચોર આલાપે અહીં.
દાસી ત્યાંથી પાછી ગઈ, અરે કુંવરી શું મોહી રહી;
કરે ગાન તે ચોરજ સહી, હાથ પગ તો જેને છે નહીં.
વર બીજો ભોળો જે રાય, તેને પરણતાં તેશું થાય.

દોહરો.

ત્યારે કુંવરી બોળીયાં, એ મારો ભરથાર;
કરમે લખ્યોજ તે મળ્યો, જે દીધા કીરતાર.
બીજો વરવા આખડી, સુણ સખી તુ વાણ.
પીતાજી જો ના કહે, તો હું તજીશ પ્રાણ;
ત્યારે દાસી એમ કહે, એ શું બોલી વાણ.
વર કુલીન પરણાવશું, હશે જે ચતુર સુજાણ.

ચોપાઈ.

જા દાસી તું વેગે સહી, તાત માત બેઠાં છે તહી,

જઇને ત્યાંય કહેજો વાત, ચોર વર માગે વીખ્યાત.
ત્યારે વીગમ ગઈ રાયની પાસ, શીશ નમાવી બોલી દાસ;
કુંવરી વર તો માગે એહ, હાથ ચરણ કાપ્યા છે જેહ.

દોહરો.

ત્યારે રાજા બોલીયો, એ શું બોલી બાળ;
રૂડો વરતો જોઈ કરી, પરણાવશે ભુપાળ.
ત્યારે દાસી બોલી તે, પરણાવો વર એહ;
ના કહેશો તો રાયજી, કુંવરી તજશે દેહ.

ચોપાઈ.

ત્યારે રાજા બોલ્યો સાર, ગાંગા ઘેર જાઓને નાર;
જઇને ચોરને લાવો અહી, વીગમ ત્યાંથી તેડવા ગઇ.
તેડી ને ઘેર આવી નાર, સાંભળ ગાંગા કહું વીચાર;
ચોરને તેડે છે મહારાય, તે માટે તમને કહુ ભાય.
ત્યારે તેલણ બોલી ઇશું, કુંવરી કામ કરશે નહી કશું;
જઇ રાજાને સોંપો આજ, આપણે નથી કાંઈ એવું કાજ.
મન માને તે કરસે સાર, પરણાવે કે મારે ઠાર,
ઘડીઆં લગ્ન લીધાં જ્યાં રાય, જોશીએ નહી, કહ્યો ઉપાય.
મેળાપ આવ્યો તેણી વાર, કુંવરીને ત્યાં તેડી સાર;
હાથેવાળો મેળવ્યો સહી, ચોરને તે ત્યાં હાથજ નહી.
વળતો ચોર બોલ્યો તેણીવાર, હાથ ચરણ તમે લીધા સાર;
દીન બેની અવધ છે સહી, તે માટે તમે જુઓ અહીં.
બારમી રાશે શનીશ્ચર છે એહ, ત્રીજી રાશે આવસે તેહ;

ત્યારે મને હાથ પેદા થાય, સાંભળજો નગરના રાય.
શની વીમાન જતું હતું તીહાં, દેખીને થોભાવ્યું તીહાં;
શનીશ્ચર હેઠે ઉતર્યો, તે રાજા એ દીઠો ખરો.
શનીશ્ચર આવ્યો તેણીવાર, હાથ પગતો દીધા સાર;
રાજા રૂપ ત્યાં સુંદર થયું, નગર લોક સહુ મોહી રહ્યું.
કુંવરી કેરો બાપ છે જીહાં, વધામણીઆ આવ્યા તીહાં;
સુણી રાય રળીઆત થયો, જોવા વરને વેગે આવીઓ.
દેખી રાયને અચરજ થાય, જોશીને તવ પુછે રાય;
લગ્ન મુહુરત તે રહેવા દીઓ, ફરી લગ્ન નીરધાર જુઓ.
વીપ્ર કહે સાંભળજો રાય, લગ્ન મુહુરત પાછું નવ થાય;
ત્રણ સાત દીવસમાં જેહ, એવું ઉત્તમ લગ્ન છે તેહ.

દોહરો.

લગ્ન મુહુરત તે રાખીયું, થયાં સરવ રળીયાત;
વાજીંત્ર સરવે વાજીયાં, મંડપ થયો ઘોંઘાટ.
શી મંડપ રચના કહું, કેહેતાં ન આવે છેક;
કહે કવી તે કેમ વરણવું, મુખમાં જીભ્યા એક.
નગર લોક અને સાજન, રાણીને વળી રાય;
તરીયા તોરણ બાંધીયા, બંદીજન બહુ ગાય.
ચમર ઢાળે ચોપાસથી બેઠો હેમાસન રાય;
માનુનીઓ ટોળે મળી, ધોળ સુમંગળ ગાય.
વાજીંત્ર સરવે વાજીયાં, જોવા સરખી જોડ;
સાસુ સરવે હરખીયાં, પોહોત્યા મનના કોડ,

વરરાજા શણગારીયા, સાસુ પોંકવા જાય;
મોડ શીરપર શોભીતો, ચોસઠ ભમરીમાંય.
ઘાટ પેહેર્યા પચરંગી વળી, રાંમણ દીવો હાથ;
કુંકુમ તીલક બનાવીને, હેતે ઝાલ્યું નાક.
ઘાટ ઘાલીને કોટમાં, દીધું કન્યાદાન;
હાથવાળો મેળાવીયો, વીપ્ર કહે સાવધાન.
મંગળ ફેરા ફેરવ્યા, ભક્ષ કર્યું તતકાળ;
પરણી ત્યાંથી ઉઠીયાં સ્રીને સોંપી વરમાળ.
ચરણે લાગ્યો ગોરને, સહુને દક્ષણા દીધ;
જાચક જન સંતોખીયા, આપી બહુ નીધ.
મીંઢળ છેડા છોડીયા, ગોત્રજને લાગ્યાં પાય;
કંકણ દોરા છોડી કરી, રાજા મોહોલે જાય.
ખાટ તળાઈઓ શીકડાં, થઈ રંગની રેલ;
રાજા રાણી હરખીયાં, આરોગ્યાં તંબોળ.
પ્રભાતે રાજા ઉઠીયા, આવ્યો સભા મોઝાર;
તવ રાજાએ પુછીયું, તમ નામ કહોને સાર.
નામ જો પુછો રાયજી, વીકો મારૂં નામ;
ક્ષત્રી ધરમ પાળું સદા, કરૂં પરમારથ કામ.
ગ્રહ દશાથી આવીયો, સાંભળજો તમે રાય;
જે માંડયું છઠી તણું, કોઇથી ફોક નવ થાય.

ચોપાઈ.

ધનવંત શેઠ વીચારે મર્મ, જુઓ ચોરનું પ્રગટયું કર્મ.

સ૫૧



હાથ પગ એને આવીયા, કુંવરી રાજાની પરણાવીયા,
એને મેં દુઃખ દીધું સાર, માટે દુઃખ દેશે નીરધાર.
વળી વીચારી કરે છે વાત, જમવા તેડીએ રાય જામાત;
અંનનો માર્યો નીચું જુવે. લાકડીનો માર્યો સામુ જુવે.
ચીતવાન તવ શેઠજ જાય, રાજસભામાં પોહોત્યાં ત્યાંય;
કરી સલામને માગે માન, જમવા ઘેર આવો રાજન.
સરવે સાથ વીકાજીને લઈ, પવીત્ર વામ કરો અમ સહી;
તવ રાજા કહે નહી આવીયે, એવી વાત તું શાને કહે,
કહે પ્રધાન સાંભળ મહારાજ, જમવા તો જાવું સહી આજ;
શેઠ વચન મીથ્યા નવ હોય, જમવા ચાલો સરવે કોય.
નોતરૂં તવ તે માન્યું રાય, વીકા તે જમવાને જાય;
સરવે રાણીઓ સાથે લઈ, કુવરી પાલખીએ બેઠાં જઈ.
શેઠ ઘેર આવ્યા સહુ કોય, આનંદ ઓત્સવ ત્યાં બહુ હોય;
જમ્વા બેઠા સરવે સાથ, પીરસ્યા લાડુ ઉત્તમ પાક.
ખાજા જલેબી ઘેબર સાર, શાક તણો નવ લાધે પાર;
શાક દાળ ઘૃત શુભ અન, આરોગી ઉઠયાં રાજંન.
આપ આપણે સ્થાનકે ગયા, વીકાજી શેઠને ઘેરજ રહ્યા;
શેઠ કહે વીકાજી સુણો, તમારો મહીમા અતીસે ઘણો.
ગયા હાથ પગ આવ્યા સહી, એવી વાત કયાંય દીઠી નહી;
આ ઓરડામાં તમો પોઢો સાર, શેઠ ગયા મંદીર મોઝાર.
રાજા ચાલી આવ્યો વાટ, પોઢયો જઈ હીંડોળા ખાટ;
ચીત્રામણનો હંસજ જેહ, રાજા નો જુવે છે તેહ.

આકાશ મારગે શનીશ્વર જાણુ, વીમાન ફરતું આવ્યું પ્રમાણુ;
જુવે તો રાજા સુખ ભોગવે, શનીશ્વર હેઠે ઉતરે.
રાજાએ દીઠો તેણીવાર, પ્રણામ કર્યો તવ વારંવાર;
શનીશ્વર વીચારે મન, ભલો ભલો વીક્રમ રાજન.
કલંક ઓઢ ઉતારૂં સાર, આ ઠેકાણું છે નીરધાર;
ચીત્રામણનો હંસજ જેહ, તેમાં શનીશ્વર પેઠો તેહ.
ચીત્રામણનો હંસ ચાલીયો, ખીંટી આગળ ત્યાં આવીયો;
ખીંટીએ હાર મુકયો દયાળ, રાજાએ શેઠ તેડયો તત્કાળ.
વીકાએ શેઠને તેડાવીયો, હારનો ચોરજ પેદા થયો;
ચીત્રતણો હંસ હાર મુકે જદા, શેઠ અચરજ પામે તદા.
વીકાજીને લાગે પાય, મેં એ કાંઇ નવ જાણ્યું રાય;
અમ અપરાધ ક્ષમા કરો તમો, વારે વારે કહુંછું અમો.
તમને દુખ દીધું છે જેહ, ક્ષમા કરો અમ ઉપર તેહ;
ત્યારે વીકાજી બોલ્યો વાણ, સાંભળો શેઠ કહું તે જાણ.
ગ્રહ ગતથી પીડાણા અમો, કશું દુઃખ ન ધરશો તમો;
શરીરતાણું છે કારણ એહ, દુઃખ પડે તે વેઠે દેહ.
એમાં વાંક તમારો નથી, થઇ વાત લલાટે લખી;
તવ તે શેઠજ લાગ્યો પાય, પુત્રી લેઈ પરણાવી રાય.
શાહ પુત્રી સુલક્ષણી જેહ, સુખ ભોગવવા લાગી તેહ;
ખાય પીયેને દિન નિરગમે, રાજા સાથે રંગે રમે.
અતિ આનંદ રાજાને થયો, રાજકુંવરીને મેહેલે ગયો;
રાજપુત્રી શાહપુત્રી જેહ, અતિ હેતથી મળીયાં તેહ.
આપણો સ્વામી ચતુર રાજાણ, જીભ્યાએ શું કરૂં વખાણ;

એવો પુરૂષ નવ હોયે કોય, ભાગ્ય આપણે આવ્યા સોય.
એમ કહી રળીઆતજ થાય, પાન સોપારી બીડાં ખાય;
રાજા તો સુખ ભોગવે ઘણું, હેત ઘણું બેઉ નારીતણું.
હવે શનીશ્ચર આવ્યો તત્કાળ, જ્યાં બેઠો વિક્રમ ભુપાળ;
ત્યાં આવી વિચારે મન, ઉજેણીમાં મળું રાજન.
ત્યારે શનીશ્ચર સોદાગર થયો, અશ્વ સાહીને ઉભો રહ્યો;
સુવર્ણ સાજ પલાણે તુરી, હેમ સાંકળે બાંધ્યો ધરી.
તવ નગરરાયજી બોલ્યો એહ, કહો મુલ ઘોડાનું તેહ.

**દોહરો**–ત્યારે સોદાગર બોલ્યો ત્યાંહે,સાંભળજો રત્નસેન રાય;
ગાય ભેંશ દોહી લીજીએ, જુઓ રાય સુજાણ.
પવન વેગી હોયે તુરી, તે બાંધ્યો કે કાણ;
હુકમ થયો તવ રાયનો, સેવક ચઢયો નિરવાણ.
સોદાગર કહે એમ નહી, ચઢે જો વિક્રમ રાય;
એ ઘોડે બેસે સહી, તો મન પ્રસન્ન થાય.
અહીં વિક્રમ તે કયાં થકી, કહે રતનસીંહ રાય;
સોદાગર કહે એ સહી, વીકોજી કહેવાય.
એ વીક્રમ અવંતી ધણી, સાંભળે તું રાય;
ચૌદ વીદ્યા ચોસઠ કળા, ગુણ તે અપરંપાર.
રતનસેન ત્યાં ઉઠીયો, પગે પડયો વારંવાર;
ધન્ય દીવસ ધન્ય આ ઘડી, દીઠા વીક્રમરાય.
હોસે હરખે ઉઠીયો, લળી લળી લાગ્યો પાય,
નવ જાણ્યા અમે સહી, દીધું દુ:ખ અપાર;
તવ વીક્રમજી બોલીયા, વાંક નહી તમ સાર;
કરમે લખ્યું તે ભોગવ્યું, જે કીધું કીરતાર.

**ચોપાઇ**-એમાં વાંક તમારો નહી, ગ્રહ દશાથી પીડાણા સહી;
લખ્યું ભવીષ્ય આગળથી થાય, એમાં વાંક તમારો ન રાય.
એમ કહી બંધાવ્યો તુરી, અમો ચાલશું ઉજેણી પુરી;
સાંભળો રતનસેનજી રાય, શીખ દીયો હવે નવ રહેવાય.
રાજા તીહાં સજાઇ કરે, સોદાગર હેઠો ઉતરે;
રાજપુત્રી રૂપવંતી જેહ, સામી આવી બેઠી તેહ.
પુત્રી રતનવંતી જેહ, સુખાસન પર બેઠી તેહ;
શેઠ રાય નગરનો જેહ, વળાવવાને આવ્યો તેહ.
તવ વીક્રમ થયો અસવાર, સેન સકલ સાથે જુહાર;
સોદાગર ત્યાં સાથે ચઢયો, તવ નગારે ગેડી વડયો.
ઢોલ દદામા વાગે બહુ, વાજીંત્ર કેરો પાર ન લહું;
વીક્રમ રાય નીકળ્યો બહાર, બંદીજન સહુ કરે પોકાર.
વીક્રમસેન ત્યાંથી પરવરે, નગર લોક વળાવી પાછાં ફરે;
રતનસેન રાય લાગ્યો પાય, અમ ઉપર રાખજો કીરપાય.
એમ કહીને પાછો સંચર્યો, વીક્રમસેન પંથે પરવર્યો;
દીન કેટલા મારગમાં થાય, ઉજેણીએ રાજા આવીયા.
નગર લોક રળીયાંતજ થાય, રાણી બે શું આવ્યા રાય;
રંગ મોહોલમાં રાજા ગયો, બે રાણીશું રાય સુખીયો થયો.
પ્રાતઃકાળે ઉઠયો રાય, સમુદ્ર પુર કીધી શોભાય;
એવે તહાં શનીશ્ચર આવીયો, સભા સહીત રાય ઉભો થયો.
ભલે પધાર્યા સ્વામી તમો, ઘણા રળીયાત થયા છું અમો;
એમ કહીને લાગ્યો પાય, સહુ સાથશુ બેઠા રાય.

**દોહરો**-ત્યારે શનીશ્ચર બોલીયો, શાંભળ વીક્રમ રાય;
અવગુણના ફળ પામીયા, દુઃખી કીધો જોય.
હવે જો તુંને હું રીઝીયો, માગ્ય માગ્ય વરદાન;

જે માગે તે આપું તુને, વચન કોલ પરમાણ.
તવ વીક્રમ રાય બોલીયો, સુણો શનીશ્ચર જેહ;
નરનારી જે સાંભળે, પીડા ન પામે તેહ.
હું પીડા જે પામ્યો સહી, તે પીડા કોઈ ખમશે નહીં;
માટે શનીશ્ચર સાંભળો વાત, એવી પીડા નવ દેવી આપ.
કહે શનીશ્ચર સાંભળો રાય, શનીવાર જે દીન કહેવાય;
નરનારી જે સાંભળો (આ) કથા, તેને હું પીડું ન સર્વથા.
સત્યપણું ગંભીરપણું જેહ, મારારી કથા કહીને તેહ;
એ કથા સાંભળ્યે પીડા ન હોય, ન્હાની કે વડી પનોતી હોય.
સ્ત્રી દશ જે તારારી કહેવાય, એને નમે પીડા નવ થાય; ધજની
ધરમની કંકની કંકાલી જેહ, કહલગી કહપ્રીયા કાલધનીકહીએ તેહ.
કલહોજ મુખી કંટી તરંગની નાર, રૂપ તણો નવ લહીયે પાર;
શનીશ્ચર દશ ભાર્યા સોય, નામ લીધે પીડા નવ હોય.
એવું કહીને શનીશ્ચર જાય, દેવ સભામાં પોહોંચ્યો ત્યાંય;
સૂણે સંભળાવે તેને મહા સુખ થાય, ભણે ગણે તેનું દુઃખ જાય.
વીક્રમ શનીશ્ચર તણી કથા જેહ, સંક્ષેપ માત્ર કહી મેં તેહ;
તે માટે શ્રોતા જન તમો, જે જે રણછોડરાય સહુ કહો.
ઇતિ શ્રી શનીશ્ચર દેવતાની કથા સમાપ્ત.

## ॥ નવગ્રહ સ્તોત્ર પ્રારંભઃ ॥

**શ્રી ગણેશાયનમઃ ॥ શ્રી વ્યાસઉવાચ ॥**
**જપાકુસુમસંકાશંકાશ્યપેયંમહદ્યુતિમ ॥**
**તમોરિંસર્વપાપઘ્નં પ્રણતોસ્મિદિવાકરમ ॥ ૧ ॥**
**દધિશંખતુષારાભં ક્ષીરાર્ણવ સમુદ્ભવમ્ ॥**
**નમામિશશિનંસોમંશંભોર્મુકુટભૂષણમ્ ॥ ૨ ॥**

ધરણીગર્ભસંભૂતંવિદ્યુત્કાંતિસમપ્રભમ્ ॥
કુમારંશક્તિહસ્તંતંમંગલંપ્રણમામ્યહમ્ ॥ ૩ ॥
પ્રિયંગુકલિકાશ્યામં રુપેણાપ્રતિમંબુધમ્ ॥
સૌમ્યંસૌમ્યગુણોપેતંતંબુધંપ્રણમામ્યહમ્ ॥ ૪ ॥
દેવાનાંચરુષીણાંચગૂરુકાંચનસન્નિભમ ॥
બુદ્ધિભૂતં ત્રિલોકેશં તંનમામિબૃહસ્પતિમ્ ॥ ૫ ॥
હિમકુંદમૃણાલાભં દૈત્યાનાંપરમંગુરૂમ્ ॥
સર્વશાસ્ત્રપ્રવક્તારંભાર્ગવંપ્રણમામ્યહમ્ ॥ ૬ ॥
નીલાંજનસમાભાસંરવિપુત્રયમાગ્રજમ્ ॥
છાયામાર્તંડસંભૂતં તંનમામિશનૈશ્ચરમ્ ॥ ૭ ॥
અર્દ્ધકાયંમહાવીર્યંચંદ્રાદિત્યવિમર્દ્દનં ॥
સિંહિકાગર્ભસંભૂતંતંરાહુંપ્રણમામ્યહમ્ ॥ ૮ ॥
પલાશપુસ્પસંકાશં તારકાગ્રહમસ્તકં ॥
રૌદ્રરૌદ્રાત્મકંઘોરંતંકેતૂપ્રણમામ્યહમ્ ॥ ૯ ॥
ઇતિવ્યાસમુખોદ્ગીતં યઃપઠેત્સુસમાહિતઃ ॥
દિવાવાયદિવારાત્રૌ વિઘ્નશાંતિર્ભવિષ્યતિ ॥ ૧૦ ॥
નરનારીનૃપાણાંચભવેદ્દુઃસ્વપ્નનાશનમ્ ॥
ઐશ્વર્યમતુલંતેષામારોગ્ય પુષ્ટિવર્ધનમ્ ॥ ૧૧ ॥
ગ્રહનક્ષત્રજાઃપીડાસ્તસ્કરાગ્નિસમુદ્ભવાઃ ॥
તાસર્વાઃપ્રશમંયાંતિવ્યાસોબ્રૂતેનસંશયઃ ॥ ૧૨ ॥

ઇતિશ્રીવેદવ્યાસવિરચિત્તં આદિત્યાદિનવગ્રહસ્તોત્રસંપુર્ણ.

# રણુહર પુસ્તકાલયમાં મળતાં પુસ્તકોનું સૂચીપત્ર

**શ્રી ડાકોર માહાત્મ્ય**—મૂળ શ્લોક અને શુદ્ધ બ્રજભાષા ટી
સવીસ્તારથી પંચકોશી સપ્તકોશીની જાત્રાનાંતીર્થોનો મહીમા તથા બોડ
ણાજીના પૂર્વ જન્મની કથા બાળબોધ અક્ષરમાં છુટાં પાનાં... ।

**લેવાપુરાણ**—પદબંધ, લેવા પાટીદારોની ઉત્પત્તી કયા રૂપિથી તે સવ
સ્તારથી કાગળ ઉંચા ચીકણા... ... ... ...

**નારીદેહતત્વ વૈદક**—તે સ્ત્રીએ કેવી રીતે બાળક ઉત્પન થતા પહે
વરતવું તથા સ્ત્રીના પુરૂષે કેવી રીતે વર્તવું અને શો શો પ્રબંધ રાખવે
ગર્ભને કેવી રીતે સાચવવો તથા પ્રસવ વખતે શો બંદોબસ્ત રાખવો
સવીસ્તાર વરણનથી ઊંચા કાગળ અને સારા અક્ષર તમામ **સદગ્-
હસ્થોની સ્ત્રી પુરૂષે** સંગ્રહ કરી વાંચવા લાયક ... ... ૧

**ગરૂડપુરાણ**—મૂળ શ્લોક અને શુદ્ધ ગુજરાતી ટીકા, છુટાં પાનાં બાળ-
બોધ અક્ષરમાં મુંબઈની છાપ ઊંચાકાગળ... ... ... ગા

**સત્યનારાયણ પુજા કથા**—મૂળ શ્લોક અને શુદ્ધ ગુજરાતી ટીકા
છુટાં પાનાં બાળબોધ અક્ષરમાં ઊંચા કાગળની મુંબઈ છાપ ... ૦)

**વિષ્ણુ સહસ્રનામ**—મૂળ શ્લોક અને શુદ્ધ ગુજરાતીટીકા ... ૦)ાા

ઉપર લખેલાં તથા બીજાં મુંબઈ અમદાવાદનાં છાપેલાં સંસ્કૃત હિંદુસ્તાની ગુજરાતી પુસ્તકો યોગ્ય કીમતે નીચે લખેલે ઠેકાણેથી મળશે જેહએ તેઓએ પત્ર લખી વેલ્યુપેબલ પારસલથી મંગાવી લેવાં.

તમામ પુસ્તકોનાં નામ અને કીમત જોવી હોય તો પત્ર લખી મોટું સૂચીપત્ર મંગાવી લેવું.